વાંચો ! વંચાવો !!

ત્રણ વર્ષથી જે ચોપડીના જાહેરાત વાંચી ગએલા તે ચોપડી

# કળીયુગની સતી

અને

# લલિતાનું જાહેર લીલામ.

ભાગ ૧ લો.



લેખક :

**કૉમીક કવી મગનલાલ બાપુજી ગોધરાવાળા.**

પ્રકાશક

**યાજ્ઞિક નાથાલાલ હરગોવિંદ શર્મા ઉમરેઠવાળા.**

ઠે. સ્ટેશન રોડ. મુ. આણંદ.

આવૃત્તિ પહેલી ] સને ૧૯૨૩ [ પ્રત ૪૦૦૦

કિંમત ૦-૧-૦

આણંદ—ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ત્રીભોવનદાસ કીસીભાઈ પટેલે પ્રકાશકને માટે છાપી. તા. ૮-૩-૨૩.

# અર્પણ પત્રિકા.

અરેરે હિંદ વાસી ભાઇઓ ચાલુ જમાનાની અંદર કન્યાવિક્રય જેવા ક્રુર અને ઘાતકી રીવાજ જેવો બીજો એક પણ રીવાજ મારી નજર આગળ નહી પડવાથી અત્યારે મેં મારી કલમ કન્યાવિક્રય અટકાવવાના કામ ઉપર રોકેલી છે તો દરેક જ્ઞાતિના વીર પુરૂષો આ ચોપડી વાંચી તેનું રહસ્ય સમજી શકશે કે પૈસાના લોભથી પાપી પિતાઓ પોતાના સ્વાર્થની ખાતર અતિ પ્રેમાળ બાળકીઓને પૈસાના લોભથી વૃદ્ધ—અપંગ—નાના—બેરા અગર બોબડા પતિની સાથે પરણાવી પોતાની પ્રેમાળ બાળાઓના શ્રાપો સહન કરી અનહદ સંકટો સહન કરાવવા દુઃખના દરીઆમાં હાથે કરી ફેંકે છે તે જાણી મેં મારી **કળીયુગની સતિ અને લક્ષ્મીતાનું જાહેર લીલામ** એ બુક તમો વાંચકોને એવા હેતુથી અર્પણ કરૂં છું કે તમો આ બુક વાંચી હજારો કુંવારીકાનાં દુઃખો તરફ નજર ફેંકી કરોડો આર્ય અબળાઓના ઉપર થતા કન્યાવિક્રય રૂપી કુહાડાના ઘામાંથી બચાવી તેઓના આશીર્વાદ લેશો તેવી મારી પ્રાર્થના છે. ભુલચુક માટે ક્ષમા ઇચ્છુ છું.

લેખક

**મગનલાલ બાપુજી ગોધરાવાળા**

# લલિતાનું લીલામ.

ભાગ ૧ લો.

( રાગ હરિગીત )

**રસિક અને તેનો મિત્ર અને લલિતાનો સંવાદ.**

વાસીયાની પાળ પર, મુજ વ્હાલી સગ ઉભો હતો
તે કરૂણાજનક કથની કહે તે, ધ્યાન દઇ સુણતો જતો
પણ બાળાએ મનમા વીચારી, વાત તો કહી દુઃખની
મમ માત પિતા આશા રાખે–મુજ પૈસે સુખની
બાળા તણા વચનો સુણી–મમ હૃદય તો પીગળી ગયુ
કહો બાળકો અબળા તણા–પૈસાએ કોને સુખ થયુ
જેને ઉછેરી પ્રેમથી–પ્રીતે કરીને ચાકરી

તેના તમે વાલી અરે-દશા કરો શું આ કરી

**રસિકનો મિત્ર—**

આવી રીતે વાતો સુણી મમ મિત્રથી છુટો થયો
ફરી વાંસીયાની પાળથી મમ ઘર તરફ સીધો ગયો
પણ બાળાના દુઃખો તણી વાતો હૃદયમાં રહી ગઇ
તે દિવસથી બાળા તરફની આશ સર્વ નષ્ટ થઈ
આશા કરી વિચાર નિત્યે હૃદય માંહી હું બળું
લલિતા તણી ખબરો કઢાવા શેરીઓ વિષે ફરૂં
તેવા સમય કો પોષ્ટ મેન બુમ તો પાડી મને
લાવી નવીન પાકીટ મુકયુ જલદી મુજની કને

**લલિતાનો પત્ર—**

દીવસ ગયા બહુએ પતિ તોયે તમે નવ આવીઆ
ખબર મળી નહી આપની કો રીતે શું નવ ફાવીઆ
કહેતા હતા શું વાંસીયાની પાળ પર મીસુ અરે

ઘડીવાર વીસરૂં નહી કદી પ્યારી સમજજે તું ખરે
વ્હાલી લલિતા કંઈક તું મનના વિષે લાવીશ નહી
જેમ બનશે તેમ હું આવી મળીશ તુજને અહીં
મુજને જશો વિસરી અરે તેવો મને શક્ક જાય છે
રઢીયાળું મારૂં જોબન જુવોને વીતી જાય છે
પ્રિતમ તમારો પ્રેમ કીધેલો તમે લાગો ભલે
પણ અન્ય દુનીયામાં તમોને જોડી આવી નહી મળે
તમ નામ પર જીવન તણો આધાર હું રાખીશ સહી
પણ પ્રેમથી કાગળ લખીને નાંખશો પોતે અહીં
પ્રિય બેન મારી તેહને જાણીશ મારો પ્રાણરે
પણ પત્ર જલદી પાઠવો શું કહું મુખેથી વાણરે
રખડીશ દીનને રાત તુજનો સ્નેહ સંભાળી અરે
ખરી ખાતરીથી હું કહું તે જાણજો નક્કી ખરે

**રસિક—**

પોષ સુદી સાતમે આ પત્ર આવ્યો હાથમાં

બહુ પ્રેમથી ઝાલી અરે તેને દબાવ્યો બાથમાં
ફોડી કવર ઝટ વાંચીને હું મન મહી મુંઝાઉ છું
પણ મિત્ર મારાએ કહ્યું લલિતાની પાસે જાઉં છુ

**રસિકનો મિત્ર—**

ઓ ભાઇ મારા તું જરાએ દીલ મહીં ગભરાઇશ નહી
જઇ તાતને તેના મળી સગાઈ તુજ કરીશ સહી
તારો અને લલિતા તણો હું પ્રેમ તેને દાખવીશ
સૌ સ્નેહીઓને વાત કહી હું પ્રેમ તારો પાઠવીશ
એમ કહી મમ મિત્ર રસિક પાસથી છુટો થયો
લુટણીયા લુણાવાડા જેવા ગામના વિષે ગયો
જઇ ગામમાં ખડકી હતી જે ભાઇ વીઠ્ઠલ તો તણી
થોડો સમય ઉભો રહી લલિતા તણી વાતો સુણી
લલિતા તરફની વાત સુણી હૃદય તો દુઃખીયું થયુ
ઉમરેઠ જેવા ગામમાં કહેવાય છે માગુ થયુ
પણ મન મહીં હીંમત ધરી નીજ તાત પાસે હું ગયો
લલિતા તણા માગાને કાજે ચાર દીન હું ત્યાં રહ્યો
કેમિષ્ટ લખમીદાસ જેના તાતનું નામજ હતું
વળી નામના પ્રમાણમાં પૈસા કમાવા મન થતું

પણ શેઠજીને વાત સૌ મેં રસિકના વિષે કહી
કમભાગ્ય તેનું હોય તેથી વાત સૌ નીષ્ફળ થઇ

**લખમીદાસ—**

કહે શેઠજી તું શુ વદે હીંમત નથી તારી ખરે
બોતેરસો રૂપીઆ હમારે જોઇએ લલીતા પરે
માટે નથી તારૂં ગજું તું જા સીધો તારે ઘરે
નાનો અગર મોટો નથી જોવો લલિતાનો વરે
કુળવાન કે રૂપવાન પર મો'તા નથી નક્કી અમે
જો હોય લક્ષ્મી પાસ તો તે વર જરૂર અમને ગમે

**રસિકનો મિત્ર—**

બેઠી હતી લલિતા અરે વાતો હમારી જાણવા
વિજળી સમી વાણી લઇને રસિકનું દીલ તાણવા
વાણી અરે ધીરા સ્વરે મીઠી મધુર શું બોલતી
શું ચાલ કહું ચટક મટકને હાથણી સમ ડોલતી
લટકાળી શું કહુ રે લલિતા નામને દીપાવતી
દેવા રસિકને પત્ર મમ પાસે તે ખસતી આવતી
નીરખી જરા મારા તરફ તે લાલ સમ જોતી હતી
રસિક તણા વિયોગથી દીલ સાંહી તે રોતી હતી

આવી સ્થિતી જોતા અરે મમ હૃદય તો સળગી ગયું
શા કાજ રડતી તે હશે એ જાણવા મનડું થયુ
પછી પાસ તેની જઈ કહ્યું લલિતા જરા ગભરા નહીં
છે દુઃખ તુંજને શું અરે જલદી મને કહી દે અહી
વાણી સુણી મારી પછી લલિતા જરા શાંત થઇ
લોભીષ્ટ લખમીદાસના સૌ લોભની વાતો કહી

**લલિતા—**

ઓ ધર્મ બંધુ મ્હારા આ વાત મારી ઉર ધરો
વળી દુઃખ મારૂં ટાળવા મહેનત બનતી તમ કરો
પૈસા તણો લોભીષ્ટ મારો તાત જુઓને થયો
તે કારણે મમ નયનનો હીરો રસિક જુદો થયો
માતા અરે મારી મુને નાની મુકી સ્વર્ગે ગઈ
પિતા તણા હું લાડમાં ઉછરી ફરી મોધી થઇ
પાળી મને બહુ પ્રેમથી સો માત પણ વીસરી ગઈ
તણા અરે ફરજંદની જુઓ દશા આ શું થઇ

વર્ષો ઉપર વર્ષો ગયાં પંદર વર્ષની થઈ અરે
બાળક બુદ્ધિ ત્યાગીને હું પણ થઈ મોટી ખરે
તેવામાં મમ શેરી વિષે કોઈ શેઠ રહેવા આવીઓ
વળી સાથમાં અપગ તેના પુત્રને પણ લાવીઓ
કોવાર મુંજ પિતા અરે નિજ સાથમાં ફરવા જતો
પૈસા અને વેપારથી કુળવાન ઘર તે કહાવતો
તે કારણ કો દિવસ મુજના ઘર તરફ તે આવતો
આવી ઉનાળાની રૂતુ ને માસ પણ ચૈત્ર હતો
તે જાણી મમ પીતાની સાથે નિત્ય ફરવાને જતો
દીન એક ઉમંગનો ગણી કંઈ વાત પિતાને કહી
તે વાત સૌ પછી જાણશો પણ માંગણી મારી થઇ
માટે હૃદયમાં રમિ રહેલા રસિક તો બાજુ હશે
તેંતાલીસે રૂપીઆમાં મારો વીવા ત્યાં નક્કી થશે
લલિતા તણા લીલામની વાતો રસિકને કહાવજે
ખરી ખબર તેની લઇને જલદી તું પાછો આવજે
લે પત્ર મારા પ્રેમનો જઇ રસિકને તું આપજે
વળી બળતા તેના હૃદયનાં સૌ દુઃખને તું કાપજે
જઉં છું રસોડામાં હવે હું કામ છે મારે ઘણું

બતાવી સૌ મારાં ચરિત્રો દુઃખ તેનુ તો હણું
સાબરમતી સરિતા તીરે સુંદર જુનો એક પુલ છે
ભેગાં થવાની આપણે જગા ઘણી અમુલ્ય છે
માટે જઈ જલદી તમે નીજ હાથમાં પાકીટ ધરો
અંદર લખેલા કામનો અમલ તમે જલદી કરો

**લલિતાનો પત્ર—**

**લલિતાનો પ્રેમ ભર્યો બીજો પત્ર**

રસિક મારા પ્રેમનું પાકીટ તમારા કર ધરો
સૌ કામ પડતું મુકીને આ કાર્ય જલદીથી કરો
વાંચી કવર તમ શોક દીલ માંહી જરા ધરશો નહી
જલદી લખ્યા મુજબ લઇને આવશો પોતે અહીં
ઘરબાર કે તમો જાનને ગીરો મુકો કો શેઠ તહીં
જલદી લખ્યા મુજબ લઇને આવશો પોતે અહીં
બોતેર સો રૂપીઆ બદલ પંચાસી સો પુરા લીયો
નહીતર સમજજો એમ કે લલિતા તણો લાવો ગયો
હમણા તમો ધીરજ ધરીને વાત કહું હું તે કરો
લોભીષ્ટ લખમીદાસનું પાછળથી સઘળું ધન હરો
હમણાં કરે આલાપ્તિ સઘળી તે સૌ નીષ્ફળ થશે

ઉલટી આ દુનીઆનીજ કહેણી શીર ઉપર તો રહી જશે
માટે વચન સ્વીકારી મારૂ નહી સીધાવો પ્રમથી
તો જાણજો મરશે લલિતા હાય ઉંધી રીતથી
ચોગી તણી સામગ્રી જે ચીત્તા મહી વપરાઇ જશે
મરતી વખત પ્યારા રસિક એ નામ હૃદયે રહી જશે
આ પત્ર લખવામા હમારી ભુલ જો હોય કંઇ
તો પણ લખ્યા મુજબ લઇને આવશો પોતે અહી
જે મિત્ર તમ આવ્યો હતો તે વાત સઘળી જાણે છે
લલિતા અને રસિક તણો એ પ્રેમ સાચો માને છે
જે આશ મેં ધારી હતી તે આશ તો અળગી થઇ
મારા સમી અભાગણીની દુરદશા આ શુ થઈ
માતા કદી જો હોત મારી તો દશા આના થતી
જાણોત આવી વાત તો પીયેરમાં લઈ તે જતી
કહેવત જુની જે કહી તેને કહુ છું આ સમે
જુના પુરાણુ બોલતો મુજના રૂદ્યને બહુ ગમે

માતા તણી હાલરડી મહી હજારો બાળ સમાય છે

પિતા તણા વૈભવ મહી કંઈ બાળ દુખીયાં થાય છે

એવી રીતે લલિતા તણી આ વાત નક્કી જાણજો

મુજના ઉપર કંઈ રહેમ રાખી પ્રેમ વૃષ્ટી આણજો

લાચાર છું કે શું કરૂ ઉપાય નથી કંઈ ચાલતા

લલિતા પીડાયે દુખથી આપ રહ્યા શું માલતા

માટે કહું છું કે જરાએ ઢીલ તો કરશો નહીં

જલદી લખ્યા મુજબ લઇને આવશો પોતે અહીં

લી-હું-છું સદાની તમારી ધર્મ પત્ની થઈ તમારી પ્રેમ પૂર્વક સેવા કરી આ ફાની દુનીયામાં સતિઓના નામને દીપાવવાની ઇચ્છા ધરાવનાર એક સાચી પ્રેમાળ હૃદયવાળી, પ્રેમને આધિન થએલી સાચી પ્રેમી અબળા અને પૈસાના લોભી પાપી પિતાને તેના કૃત્યનો બદલો આપનારી એક અબળા-તારીખ-તમે-જાને-સ્વામી-વારે-વનિતા

## રસિકે લલિતાને દીધેલો દીલાસો

વ્હાલી લલિતા પત્ર તારો પ્રેમથી મેં વાંચીઓ

પ્રેમી હૃદયના પ્રેમીને સંદેશા તારો પહોંચીઓ

પાળક પિતા પાપી થયો પણ હું કદી વીસરશ નહી
તારા હૃદયને શાંત કરવા આવું છું સત્વર તહી
માટે લલિતા શાંતિ રાખી ધીરજથી રહેજો તમે
મીઠા મધુરા બોલ તારા મુજ હૃદયને બહુ ગમે
માતા તણા વિયોગને હવે તમે વીસરી જજો
કલ્યાણ કરશે કૃષ્ણ માટે ભાવથી તેને ભજો
તુજ કાજ મારી દેહને વાલો જરીકે નહિ ગણુ
લલિતા લલિતા હાય એવા શબ્દ હરદમ હુ. ભણુ
માટે લલિતા શાંતથી ધીરજ કદી હારીશ નહી
તારા લખ્યા મુજબ લઈ આવીશ હું સત્વર તહી
તારા તરફની વાત મારા મિત્રએ પુરી કહી
લલિતા તણા વેવિશાળની વાતો અપંગ સાથે થઇ
રે હાય, હૈડુ તે દીથી ધીરજ મારૂં ધરતું નથી
અબળા તણા વાલી તમારૂં પેટ કાં ભરતું નથી

હાથ પગ આપ્યા પ્રભુએ તો તમે મહેનત કરો
એમ ઉછરી આળીકાપન પેટ પાપી કા ભરો
નવ સમજજો કે તમે આ સાવલી અમર રહે
દીકરી નાના પેસા જુઓ ખાનાર કોણ શુ કહે
તેથી તુ અબળા શાનથી દીલમાં જરા ગભરાઇશ નહી
જલદી લખ્યા મુજબ લઇને આવું છું સત્વર તહીં
તારૂ અને મારૂ હૃદય જો પ્રેમથી ભરપુર હશે
આખા જનો મહેનત કરે પણ કોઇથી સીધ્યા થશે
તુજ લગ્ન પહેલા હું અરે આવી મળીશ તુજ તાતને
રૂપીઆ દઈ પંચાસીસો ઝાલીશ તુજના હાથને
માટે વધું લખતો નથી-અહીંથી કલમ અટકાવું છું
લલિતા અને રસિક તણા ગુણ બીજા ભાગે ગાઉં છું

**લી-હું-છું-ભવિષ્યમાં તારો પતિ થવાની ઇચ્છા ધરાવ-**
**નાર એક સાચો-શુદ્ધ-પ્રેમી-પામાર પ્રાણી**

## કુંવારીકાના પોકાર

(રાગ—કન્યા વિક્રય અટકાવોરે ઓ હીંદી નર ને નાર)

ભારતના વીરલા જાગો કન્યાવિક્રયને ત્યાગો
શુભ જોડી કન્યાની માગોરે ઓ હીંદી નર ને નાર
કન્યા કુળની છે દેવી રાણુક મીરાના જેવી
નવ માસ તમે તો સેવીરે ઓ હીંદી નર ને નાર
માટે સમજુ જન અટકો પેસા લોભે નવ ભટકો
કુળ ઉજ્જ્વળ થાશે અટકોરે ઓ હીંદી નર ને નાર
દીકરીનાં નાણાં જો લેશો પ્રભુ ઘેર જવાબ શું દેશો
તમ નર્કે પડીને રોશો રે ઓ હીંદી નર ને નાર
વૃદ્ધ પતિ તેહને સાંપે દુઃખ કેવી રીતે તે સાંખે
નિસાસા તમપર નાંખે રે ઓ હીંદી નર ને નાર
દીકરીના પેસા એવા ગૌના રૂધીર જેવા
માટે સમજી નવ લેવા રે ઓ હીંદી નર ને નાર

કુળમા કન્યા લેવાને દીકરો સાટે દેવાને
અગર લક્ષ્મીને આંનદે એ હીંદી નર ને નાર
ફીટકાર દીઓ તમ કાજે માતાની કુખ નીજ લાજે
નવ હીંદી જનોને છાજે રે ઓ હીંદી નર ને નાર

લેખક
યાજ્ઞિક નાથાલાલ હરગોવિંદ શર્મા **ઉમરેઠવાળા**

ઠામીક ગાયન

## આ તો સતિ કે શંખણી તે તો જરા જુઓ

( રાગ- સોહાના)

સતિ બાળા બુડી મરજો રે આવુ કર્મ કરતા ડરજો રે
સારો જોઇને નર સોધી વળી તેઆની સગે જાય
તેમ કરતાં નવ ફાવે તો હરાડું ખાવા ધાય—સતિ
સગાં સૌ શીખામણુ દે તો તે પર ગુસ્સે થાય
સત્ય હોય તે તરી આવે વળી જુઠું જગમાંથી જાય—સતિ

સાથ જાળાં કોઈ વાત કરે તો તેઓને દ છે આગ
દુનીઆ આગળ મીઠું બોલી ગોરી બને સતિની ગાગ સતિ

પરણ્યા ધણીની વાત ન માને માબાપની ગણે માન
લોકોના પૈસા પડાવા માટે મેડીએથી કરે સાન--સતિ

પરણ્યાને પાણી ભરી ના દીએ પારકાને દીએ દુધ
આવી રીતે દુનીઆને ઠગી શંખણી કરાવે સુધ-- સતિ

કુળ પોતાનું ઉંચું કહાવે જુઓ સતિની નવાઈ
લક્ષ્મિ થકી સતિ બને છે જુઓ તેઓની ભવાઈ- સતિ

સગાં મને સઉ રોજ લડે છે એવો કરે સતિ ફંદ
મગનલાલે મનમા સમજી બનાવ્યો ટુંકો છંદ--સતિ

---

નવીન જીવન બક્ષનાર અને અતિ ઉત્તમ અસરકારક ગોળી.

# જીવનતાન ગોળી.

આ ગોળીઓ ઘણાજ વખતથી ઘણોજ શ્રમ વેઠી પહાડી વનસ્પતિમાંથી શોધન કરી ઘણીજ અસરકારક ચીજોની મેળવણી કરી અતી ઉત્તમ અને સ્વદેશી તેમજ ધર્મને બાધ ન આવે તેવી પવિત્ર ચીજોનું મિશ્રણ કરી ઘણાજ બહોળા ખર્ચે તૈયાર કરવામાં આવેલી છે માટે દરેક હિંદવાસી ભાઇઓને ખબર આપવામા આવે છે કે બીજી કંપનીનો માલ વાપરતા પહેલાં હમારી કંપનીની મુલાકાત લેવા ચુકશો નહી કારણ કે હમારી કંપનીમાં જે ગોળીઓ બનાવવામાં આવે છે તે ગોળીઓ સુગંધીદાર અને મીઠી લહેજત વાળી તેમજ મોઢાના તમામ દર્દોને નાબુદ કરી ગળાને સાફ બનાવી અવાજોને તેજ કરી દીલ અને મગજને શાંત બનાવી શરીરના તમામ રોગો જેવા કે અપચો, ખાંસી, દમ, કોલેરા, કબજ, તાવ વીગેરે દરેક દર્દોમાં અસરકારક નીવડી ઝાડાને સાફ લાવી લોકોને સુધારી શરીરને પુષ્ટ બનાવી એકદમ ઇલેકટ્રીકની માફક પોતાનો ચમત્કાર સાબીત કરી આપે છે. માટે હમારી કંપનીનો માલ એક વખત વાપરી ખાત્રી કરો જેથી તમોને તમારી પરદેશી વસ્તુઓ વાપરવાનું અભિમાન તોડાવી દેશની ચીજો વાપરવાનું ભાન તાત્કાલીક કરાવશે તેજ હમારી ગોળીઓ અસરકારક છે કે નહી તેનું સાબીતીનું ચીન્હ છે વધુ માટે કંપનીનાં હેંડબીલ તેમજ અસંખ્ય સર્ટીફીકેટો મળેલાં છે તે જુઓ કિંમત ગોળી ચાલીસની ૦—૧—૦ સો ગોળીના ૦—૨—૦ બસો ગોળીના ૦—૪—૦ હજાર ગોળીના પાકીટનો રૂ. ૧—૦—૦

**તા. ક. વેપારીઓને ભરપુર કમીશન આપવામાં આવશે.**

એજંટો જોઇએ છીએ.

હેડ ઓફિસ

**બી. એમ. પટેલ.**

ઠે. બજારમાં મું. આણંદ ( ગુજરાત)

# જસમાઇનનો

આયોડાઇઝ્ડ

# સારસાપરેલા.

પરદેશી કે દેશી કોઇપણ બનાવટના બીજા સાર સાપરેલા કરતા જસમાઇનનો સારસાપરેલા ચઢીયાતો છે. એમ તેના વાપરનાર છાતી ઠોકીને કહે છે તમે વાપરીને ખાત્રી કરો. લોહી બીગાડ દુર કરી શકિત આપે છે પ્રમેહ, ચાદી, ખસ, ખરજવાં, દરાજ, ગડ ગુમડ, શરીરે કાળા ડાઘ પડવા, શરીરે બળત્રા થવી, લકવા. સધીવા અને લોહી વીકારથી થનારા બધા દરદોમાં અકસીર દવા છે. દસ્તનુ અનિય મીતપણુ મટાડે છે. નિરોગી અને સશક્ત શરીર બનાવવા માટે જસમાઇનનો સારસાપરેલા ત્રણ બાટલી જરૂર પીજો. કીંમત રૂ. ૧॥. વી. પી. થી રૂ. ૧॥।≈. ૩ શીશીના રૂ. ૫)≈. ૬ શીશીના રૂ. ૯)≈.

લખો—**જસમાઇન એજન્સી,**

**નડીયાદ,** ( ગુજરાત ).

# ચારૂતરનું

# અમૃતબિંદુ.

રજી. નં. ૮૪૧૯.

અજીર્ણ, ઝાડો, શુળ, ચુંક, ઉલટી ઝાડો, મરડો, નક્ષ ઢણી, કોલેરા, ઝેરી તાવ, ખાંસી, દમ, ગળાખમ, હાથપગના તોડ, કળતર, માથાનો દુખાવો, છાતી ભરાઈ જવી, વિગેરે અનેક રોગોમાં ચારૂતરનું અમૃતબિંદુ ઘણી કીમતી દવા છે. બધા દવાવાળા વેચે છે. કીમત રૂા ૧ા વી. પી. થી રૂા. ૧ાાા. ત્રણ શીશીના વી. પી. થી રૂા. ૩ાા. ૬ શીશીના વી. પી. થી રૂા. ૮). નવું કેટલોગ મફત મગાવો.

**અમૃતબિંદુ ઓફીસ—નડીયાદ, ( ગુજરાત ).**

**તા. ક.** એક બે શીશીની જરૂર હોય તો તમારી નજીકના ગમે તે દવાવાળા પાસેથી ખરીદ કરશો તો કીમતમાં ફાયદો થશે. નાનાં ગામોના વેપારીઓ મુંબાઈ કે અમદાવાદથી ખરીદ કરશે તો તેમને પણ કીમતમાં ફાયદો થશે. કારણ કે ઘણા વેપારીઓ પોતાના કમીશનમાંથી પણ આદ-કંત વળતર આપે છે.